આપે છે. અસંખ્યાતા ભવ પર્યન્તનુ, અથવા અન્ય જે કોઈ કંઈ પૂછે, તે સઘળું ગણધર મહારાજ કહે છે, તેમના કથનથી અનતિશયી મનુષ્ય આ છદ્મસ્થ છે, એમ કોઇપણ જાણે નહિ. આ વખતે તે દિવ્ય દેવદુંદુભિ સાભળીને નજીકમાં રહેલી યજ્ઞભૂમિમાંના મનુષ્યો ખુશી થયા, કે અહો ! શું આ યાજ્ઞિકના યજ્ઞ કે જેથી દેવો અહીં આવે છે, ત્યાં તે યજ્ઞ સમારંભમાં મધ્યમાપાપા નગરીમા ઉન્નત અને વિશાળ કુળ તથા અન્વયવાળા અગ્યારે ગણધરો આવ્યા હતા. ૫૮૬ થી ૫૯૨.

पढमित्थ इंदभूई बिइओ उण होइ अग्गिभूइत्ति ।
तइए य वाउभूई तओ वियत्ते सुहम्मे य ॥ ५९३ ॥
मंडिय मोरियपुत्ते अकंपिए चेव अयलभाया य ।
मेयज्जे य पभासे गणहरा होंति वीरस्स ॥ ५९४ ॥
जक्कारण णिक्खमणं वोच्छं एएसि आणुपुव्वीए ।
तित्थं च सुहम्माओ णिरवच्चा गणहरा सेसा ॥ ५९५ ॥
जीवे कम्मे तज्जीव भूय तारिसय बधमोक्खे य ।
देवा णेरइए या पुण्णे परलोय णेव्वाणे ॥ ५९६ ॥
पचण्हं पंचसया अद्धुट्ठ सया य होंति दोण्ह गणा ।
दोण्हं तु जुयलयाणं तिसओ तिसओ भवे गच्छो ॥ ५९७ ॥
सोऊण किरमाणीं महिमं देवेहिं जिणवरिंदस्स ।
अह एइ अहम्माणी अमरिसिओ इंदभूइत्ति ॥ ५९८ ॥
आभट्ठो य जिणेणं जाइजरामरणविप्पमुक्केणं ।
णामेण य गोत्तेण य सव्वण्णूसव्वदरिसीणं ॥ ५९९ ॥
किं मन्नि अत्थि जीवो उ आहु नत्थित्ति संसओ तुज्झ ।
वेयापयाण य अत्थं न याणसी तेसिमो अत्थो ॥ ६०० ॥

અહીં ગણધરોમાં પહેલા ઇન્દ્રભૂતિ, બીજા અગ્નિભૂતિ, ત્રીજા વાયુભૂતિ, ચોથા વ્યક્ત, પાંચમા સુધર્મ, છઠ્ઠા મંડિક, સાતમા મૌર્યપુત્ર, આઠમા અકંપિત, નવમા અચલભ્રાતા, દસમા મેતાર્ય, અને અગ્યારમા પ્રભાસ, એ વીર પ્રભુના ગણધરો છે. હવે જે કારણથી તે ગણધરોનુ નિષ્ક્રમણ થયુ, તે અનુક્રમે કહેવાશે, સુધર્મ સ્વામીથી તીર્થ ચાલ્યુ, અને બાકીના ગણધરો શિષ્યપરિવારની પરંપરા વિનાના થયા. જીવ, કર્મ, શરીર એજ જીવ, પૃથ્વી આદિભૂતો આ ભવમાં જેવો હોય તેવોજ પરભવમાં થાય, બંધ, મોક્ષ, દેવ, નારકી, પુન્ય, પરલોક, અને નિર્વાણ એ અગીઆર વિષયમાં અનુક્રમે અગીઆરે ગણધરોને સંશય હતો. અગીઆરમાંના પાંચ ગણધરો, પાંચસો શિષ્યના પરિવારવાળા, બે ગણધરો સાડા ત્રણસો શિષ્યના પરિવારવાળા, અને બે યુગલ ગણધરો એટલે ચાર ગણધરો ત્રણસો ત્રણસો શિષ્યના પરિવારવાળા હતા. દેવોવડે જિનેશ્વરનો મહિમા કરાતો સાંભળીને મત્સરવાળો અભિમાની ઇન્દ્રભૂતિ ભગવન્ત પાસે આવે છે, તેને જન્મ-જરા અને મરણથી મુકાએલા સર્વજ્ઞ સર્વદર્શી જિનેશ્વરે નામ ગોત્રથી બોલાવ્યા અને કહ્યું કે તુ એમ માને છે કે "જીવ છે કે નથી" આવો તને સંશય વેદપદોથી છે, તે વેદના પદોનો અર્થ તું નથી જાણતો. ૫૯૩ થી ૬૦૦

——:०:——